# કાઠિયાવાડ ઇલાકાની ભૂગોળનું ટાંચણ

બીજા ધોરણને વાસ્તે
વ્યાખ્યા તથા વધારો સુધારો સહિત

છપાવી પ્રસિદ્ધ કરનાર,
શા. હરજીવન વિ. પુરૂશોત્તમ-ગોધારી
તાલુકા સ્કૂલના આસિસ્ટંટ માસ્તર
ભાવનગર.

આવૃત્તિ બીજી.





અમદાવાદ
યુનાઇટેડ પ્રી૦ અને જ૦ એ૦
[illegible]લાલ ગંગારામે છાપ્યું.
૧૮૮૫. સંવત ૧૯૪૧.

કીમત દોઢ આનો.

તૈયાર ! તૈયાર !! તૈયાર !!!

(હવે ઘણીજ થોડી નકલો રહીછે.)

“मुंबई ईलाकानी भूगोळनो सार” ઘણાજ સુધારા વધારા સહિત નવીન આવૃત્તિનો બાહેર પડ્યો છે કીંમત ઘણીજ જુજ એટલે ફકત (૦-૧-૬) દોઢ આનો ને પ્રષ્ટ ૪૦ ની લગભગ છે, તે ત્રીજાધોરણના તમામ વિદ્યાર્થીઓને પાસે રાખી શિખવા લાયક છે, અને તેમાં તમામ બાબતોનું સવીસ્તર વર્ણન કરેલું છે, તે ચોપડી જોયાથી જણાશે. માટે જેઓને જોઇએ તેમણે રોકડી કીંમત મોકલી વેળાસર મંગાવી લેવો, સામટી લેનારને (૧૦૦ થી વધારેના) કીફાયતે આપવામાં આવશે, માટે તે સંબંધી નીચેના નામથી લખી જણાવવું.

તા૦ ૨૦-૧૦-૮૫.

ભાવનગર રાધનપરી બજાર. } રા. હરજીવન વી. પુરસોતમ ગો૦ તા૦ સ્કૂ૦ આ૦ માસ્તર.

# સુચના.



મુંબઈ ઇલાકાની ભૂગોળનું તારણ તથા ભૂગોળવિદ્યાનો મૂળતત્વ ભાગ ૧લો છપાયેલ છે. પણ તેમાં કાઠિયાવાડ વિશે ઘણીજ જૂજ હકીકત લખેલી છે. તો તેથી કરીને વધારે હકીકત જાણવામાં આવે, એવા કારણથી આ "તારણ" છપાવ્યું છે. અને તેની પેહેલી આવૃત્તિ ખપી જવાથી આ બીજી આવૃત્તિ છપાવી છે. વાસ્તે તેની અંદર કોઈ પણ જગ્યાએ દ્રષ્ટીદોષ અગર ભૂલ રહી હોય તો ક્ષમા કરશો.

લી. તાબેદાર સેવક

કર્તા.



# अर्पण पत्रीका.

## મેહેરબાન આસિસ્ટંટ માસ્તરો.

આપ સાહેબોએ મને બુકોમાં આશ્રય આપ્યો છે, તેથી અત્યંત આભારી થયોછું; અને આશા રાખુંછું કે હવે પણ બનતો પ્રયત્ન કરી મદદ કરશો, એવું ભાગ્ય થવાની આકાંક્ષાથી આ લઘુગ્રંથ. આપ સાહેબોને અર્પણ કરૂંછું.

તા.૨૭-૧૦-૮૫

લી०

આપનો આભારી સેવક

**શા. હ. વી. પુ. ગો.**

## દિશાઓ.

જે દિશા તરફ સૂરજ ઉગે તેને પૂર્વ કે ઉગમણ દિશા કહે છે, અને જે દિશા તરફ સૂરજ આથમે તેને પશ્ચિમ કે આથમણ દિશા કહેછે.

પૂર્વ દિશાની તરફ મોં કરીને ઉભા રહીએ તો જમણા હાથ તરફ દક્ષિણ દિશા ને ડાબા હાથ તરફ ઉત્તર દિશા આવે.

---

## નકશાની દિશાનો કોઠો.



# કાઠિઆવાડ ઈલ્લાકાની ભૂગોળનું તારણ.

## વ્યાખ્યાઓ.

૧ જમીનના જે ભાગને ત્રણ બાજુએ પાણી અને એક તરફ જમીન હોય તેને **દ્વીપકલ્પ** કહે છે.

૨ જે જમીનના ભાગને ફરતું ચારેતરફ પાણી હોય તેને **બેટ** કહે છે.

૩ જમીન ઉપર લાંબા ગએલા સમુદ્રના કાંઠાને **અખાત** કહે છે.

૪ ખારાપાણીના મોટા ભાગને **મહાસાગર** કહે છે.

૫ મહાસાગરથી જે નાનો હોય તેને **સમુદ્ર** કહે છે.

૬ જમીનનો ભાગ થોડો ઊંચો હોય તેને **ડુંગર** કહે છે.

૭ જમીનનો ભાગ વધારે ઊંચો હોય તેને **પર્વત** કહેછે.

૮ જે સપાટ જમીનનો ભાગ હોય તેને **મેદાન** કહે છે.

૯ ચારેતરફ જમીન ને વચમાં પાણી હોય તેને **સરોવર** કહે છે.

૧૦ મીઠા પાણીનો પ્રવાહ સમુદ્રમાંથી કે સરોવરમાંથી નીકળી ઢળતી જગ્યામાં થઈ સમુદ્ર કે બીજી કોઈ જગ્યાએ મળે તેને **નદી** કહે છે.

૧૧ સમુદ્રને મળતાં પેહેલાં ભરતીનું પાણી માંહે આવે એવું જે નદીનું મૂખ પોહોળું હોય તેને **ખાડી** કહેછે.

૧૨ દરિયા કાંઠે જે શેહેર હોય અને ત્યાં વહાણનો માલ ચડાઉતરી થતો હોય તેને **બંદર** કહે છે.

૧૩ જે ગામ પાસેથી રેલવે જતી હોય અને તે ઠેકાણે

લોકો તથા માલ ચડાઉતરી થતો હોય તેને **સ્ટેશન** કહેછે.

૧૪ જે શેહેરમાં દેશિરાજા રાજ કરતો હોય તેને **સંસ્થાન** કહે છે.

૧૫ જે ભાગમાં ઘણાં સંસ્થાન આવેલાં હોય તેને **પ્રાંત** કહે છે.

૧૬ જે સંસ્થાનો પોલિટિકલ એજંટના તાબામાં હોય તેને **ઇલ્લાકો** કહે છે.

૧૭ ઇલ્લાકાનો જે ઉપરી અમલદાર તેને **પોલિટિકાલ-એજંટ** કહે છે.



**વર્ણન.**

**કાઠિઆવાડ**—મુંબઈ ઇલ્લાકાની પશ્ચિમે છે, તેનું મુખ્ય શેહેર **રાજકોટ** તેમાં પોલિટિકાલએજંટ રહેછે.

**દિશા**—ઉત્તરે કચ્છનું રણ. પૂર્વે અમદાવાદ જીલ્લો ને ખંભાતનો અખાત દક્ષિણ ને અગ્નિ ખૂણામાં અરબી સમુદ્ર, પશ્ચિમ ને વાયવ્ય ખૂણામાં અરબી સમુદ્ર ને કચ્છી અખાત છે.

તે **દ્વીપકલ્પ** છે તેનું અસલ નામ સોરાષ્ટ્ર હતું તેના મુખ્ય ચાર વિભાગ છે, અને નાનાં દશ પ્રાંત છે.

**દશપ્રાંત**—ઝાલાવાડ, ગોહિલવાડ, ઉંડસરવૈયા, બાબરીઆવાડ, કાઠિઆવાડ, સોરઠ, બર્ડા, હાલાર, મચ્છુંકાંઠો ને ઓખામંડળ.

**અખાત**—કચ્છનો ને ખંભાતનો.

**સમુદ્ર**—અરબી સમુદ્ર] [**રણ**—કચ્છનું.

**બેટ**—પીરંમ, દીવ ને સકોદર] [**સરોવર**—નળ.

**જાત્રાનાંઠેકાણાં**—પાળીતાણા, જુનાગઢ, પ્રભાસપટ્ટણ, માધવપુર ને દ્વારકા વીગેરે.

**હવાખાવાની જગ્યા**—કુડા, ગોપનાથ, વેરાવળ ને બાલાચડી.

**છાવણીની જગ્યા**—વઢવાણ, સોનગઢ, માણેકવાડા ને રાજકોટ.

**બંદર**—ભાવનગર, ગોઘા, ગોપનાથ, મહુવા, જાફ્રાબાદ, વેરાવળ, દીવ, માંગરોળ, નવુંબંદર, પોરબંદર, દ્વારકા, રૂપેણબંદર, સલાયા ને જોડીઆ વીગેરે.

**હબશીનો મુલક**—જાફ્રાબાદ,

**ફીરંગીનો મુલક**—દીવબેટ.

**ગાયકવાડી મુલક**—દામનગર, અમરેલી, કોડીનાર ને ઓખામંડળ.

**પર્વત**—શેત્રુંજય, વાલાકગીર કે મોરધાર, લાંબધાર, ચોટીલો, ગીરપર્વત, ગીરનાર ને બર્ડો.

**નદીઓ**—ભોગાવો, લીમડીનો ભોગાવો, મચ્છું, ઘેલો, શેત્રુંજી, ધાતરવડી, ભાદર, શુકભાદર, આજી, રામાવતી ને ઊંડ વીગેરે.

**ભાવનગર ગોંડલ રેલવેનાં સ્ટેશનો**—ભાવનગર, ગઢેચી, વરતેજ, શિહોર, સોનગઢ, સાણોસરા, ધોળાજંકસન (ધોળાથી ધોરાજી સુધીના) જાળીયા, ઢસા, લાઠી, ચિત્તળ, લુણીધર, કુંકાવાવ, બાબરીઆ, વાવડી, જેતપુર, જેતલસર, ધોરાજી (ધોળાથી વઢવાણ સુધીના) ઉજળવાવ, નીં-

ગાળું, બોટાદ, કુંડલી, રાણપુર, ચૂડા, લીમડી, વઢવાણ ને વઢવાણ કાંપ.

**ચારવર્ગો—**

**પેહેલોવર્ગ**—જુનાગઢ, નવાનગર, ભાવનગર ને ધ્રાંગધ્રાં.

**બીજોવર્ગ**—મોરબી, વાંકાનેર, લીમડી, વઢવાણ, પાળીતાણા, જાફ્રાબાદ, ગોંડળ, ધ્રોલ ને રાજકોટ.

**ત્રીજોવર્ગ**—સાયલા, ચૂડા, લખતર, વળા, જસદણ, બાટવા ને પોરબંદર.

**ચોથોવર્ગ**—મુળી, બજાણા, લાઠી તથા નાનાં સંસ્થાનો વગેરે.

## (१) झालावाड प्रांत.

ઝાલો કરીને રજપૂત થઈ ગયો, તેપરથી આ પ્રાંતનું નામ પડ્યું. ઝુંમણાં આ પ્રાંતનાં વખણાય છે.

**દિશા**—ઉત્તરે કચ્છનું રણ, પૂર્વે અમદાવાદજીલો, દક્ષિણે કાઠિઆવાડ પ્રાંત અને પશ્ચિમ મચ્છુંકાંઠો છે.

**પર્વત**—ચોટીલો ને ઠાંગો.

**સરોવર**—નળ.

**નદીઓ**—ભોગાવે, લીમડીનો ભોગાવો, વાંસર, ફલકું, ઉમઈ, કંકાવટી, બાંભણ ને મચ્છું વગેરે.

**ભોગાવો**—ચોટીલા પર્વતમાંથી નીકળી જાંબુના થડમાં વહે છે, તેપર થાન શીઆણી ને જાંબુ છે.

**લીમડીનો ભોગાવો**—ચોટીલા પર્વતમાંથી નીકળી લીમડીના થડમાં વહે છે, તે પર વડોદ ને લીમડી છે.

**ઉમઈ નદી**—સીથા ને સરવાલ પાસે થઈ કચ્છના રણને મળે છે.

**ફલકું**—ઠાંગા પર્વતમાંથી નીકળી કચ્છના રણને મળેછે. તેપર ધ્રાંગધ્રા છે.

**બ્રાંભણ**—ચોટીલા પર્વતમાંથી નીકળી કચ્છના રણને મળે છે, તેપર મોથક, હળવદ, ને ચરાડવું છે.

**મચ્છું**—ચોટીલા પર્વતમાંથી નીકળી કચ્છના રણને મળે છે, તેપર વાંકાનેર, મહિકા, મોરબી ને માળીઆ છે.

**કંકાવટી**—કોઠ પાસે થઈ કચ્છના રણને મળે છે.

**વાંસર**—લીમડીના ભોગાવાના કાંઠામાંથી નીકળી ભોઇકા ને મોજીદડ પાસે વેહે છે.

**મુખ્ય શેહેરો**—

**ધ્રાંગધ્રા**—ફલકું નદીપર પેહેલા વર્ગનું શેહેર છે, તેમાં પથરના વાસણ તથા ઘંટીના પડ થાય છે, ત્યાં સલાટ ઘણા રેહે છે, રાજકર્ત્તાને રાજસાહેબ કહે છે.

**હળવદ**—બ્રાંભણ નદીપર ધ્રાંગધ્રા તાબાનું શેહેર છે.

**ચરાડવું**—બ્રાંભણ નદીપર છે.

**વઢવાણ**—બીજા વર્ગમાં ભોગાવા નદીપર રેલવેનું સ્ટેશન છે, તેનું બીજાું નામ વર્ધમાનપુરી હતું. તેથી બે મેલ છેટે કાંપ છે, તેમાં ઉત્તર વિભાગનો આ. પોલિટિકાલ રેહે છે, આ શેહેરમાં સાબુ સારો બને છે, તે પરદેશ જાયછે.

**લીમડી**—બીજા વર્ગમાં લીમડીના ભોગાવાપર રેલવે સ્ટેશન છે, તેમાં સુડીઓ સારી બને છે, (અહીંનો રાજા વિદ્યા ને રાજ્ય ચલાવવામાં પેહેલ નંબરે ગણાય છે.)

**લીંબડી**—ભોગાવા નદીપર લીમડી દરબારનું અસલ રાજધાનીનું શેહેર છે. તેમાં સ્વામીનારાયણના ધર્મના લોકો વધારે છે.

**ભોઇકા**—લીમડી તાબાનું ગામ છે, ત્યાં થાણદારની કચેરી છે.

**જાંબુ**—ભોગાવા નદીપર છે, તેમાં વોહોરાની વસ્તી વિશેષ છે.

**વડોદ**—લીમડીના ભોગાવા નદીપર છે.

**થાન**—ભોગાવા નદીપર છે, તેમાં માટીનાં વાસણ સારાં બને છે.

**મુળી**—ભોગાવા નદીપર છે. તેમાં સ્વામીનારાયણનું મંદિર છે.

**ચુડા**—વાંસર નદીપર ત્રીજાવર્ગનું રેલવે સ્ટેશન છે.

**વાંકાનેર**—મચ્છુંનદીપર બીજાવર્ગનું શેહેરછે, ત્યાં આગળ જડેશ્વર માહાદેવની જગ્યાછે.

**સાયલા**—ત્રીજા વર્ગનું શેહેર છે, તેમાં લાલાભગતની જગ્યાછે. તેથી લોકો તેને ભગતનું ગામ કહેછે.

**લખતર**—ત્રીજાવર્ગમાં રેલવે સ્ટેશન છે.

**બજાણા**—ચોથાવર્ગમાં મુસલમાનની રાજધાનીનું શેહેર છે.

**પાટડી**—તેમાં વડાગરૂં મીઠું પાકે છે. તે પરદેશ બહુ જાય છે.

**સીધાવ**
**સરવાલ** } ઉભડ નદીપર છે.

**ઝીંઝુંવાડા**—કચ્છના રણ પાસેછે, ત્યાંકને પંચાસર હતું.

**નાનાં શેહેરો**—એરવા, મોઢવાણા, તલસાણા, તામની-આ, મોજીદડ, પાણશિણા, રામપરૂ, બડકવા, મહિકા, કુહાડવું ને મોથક વીગેરે.



## (૨) ગોહિલવાડ પ્રાંત.

ગોહિલ નામના રજપૂતો રેહેતા હતા, તેપરથી આ પ્રાંતનું નામ પડ્યું.

**દિશા**—ઉત્તરે અમદાવાદ જીલ્લો, પૂર્વે ખંભાતનો અખાત, દક્ષિણે અરબી સમુદ્ર ને પશ્ચિમે કાઠિઆવાડ પ્રાંતછે.

**પર્વત**—શેત્રુંજય, વાલાકગીર કે મોરધાર ને લાંબધાર.

**નદીઓ**—ભાવનગરની ખાડી, શેત્રુંજી, કેરી, ઘેલો, માલણ ને ધાંતરવડી.

**ભાવનગરની ખાડી**—ભાવનગર પાસે થઈ ખંભાતના અખાતને મળેછે.

**શેત્રુંજી**—ગીરપર્વતમાંથી નીકળી અરબી સમુદ્રને મળે છે, તેપર ધારી, પાળીતાણા ને તળાજા છે.

**કેરી**—મદાવનના ડુંગરમાંથી નીકળી ખંભાતના અખાતને મળેછે, તેપર નીંગાળુ છે.

**ઘેલો**—બીજું નામ કાળુભાડ. તે મદાવનના ડુંગરમાંથી નીકળી ખંભાતના અખાતને મળે છે, તેપર ગઢડા ને વળા છે.

**માલણ**—શેત્રુંજય પર્વતમાંથી નીકળી અરબી સમુદ્રને મળેછે, તેપર મહુવા છે,

**ધાતરવડી**—શેત્રુંજય પર્વતમાંથી નીકળી અરબીસમુદ્રને મળેછે, તેપર રાજુલા છે.

**મુખ્ય શેહેરો**—

**ભાવનગર**—પેહેલા વર્ગમાં મોટું બંદરછે. ઉપજમાં, વસ્તીમાં ને વેપારમાં કાઠિયાવાડમાં સૌથી આ શેહેર ચડિઆતું છે, રાજકર્ત્તાને રાઓળ કહેછે, તે ઉનાળામાં "હાથબ" હવાખાવા જાયછે, આ મોટું રેલવે સ્ટેશનછે, તેમાં *ફાફડા વખણાયછે. હાલ જોવાલાયક ઘણા સુંદર મકાનોછે, એ મેલ છેટે ગઢેચીનામે કાંપ છે. આ શેહેરનું બીજું નામ ઘુતારાપટ્ટણ કે વડવાછે.

**શિહોર**—બીજું નામ શિંગપુર, અસલ આ શેહેરમાં ભાવનગરની રાજધાની હતી. તેમાં તાંબાપીતળનાં વાસણ ને તમાકુ વખણાયછે, તે રેલવે સ્ટેશનછે.

**સોનગઢ**—રેલવે સ્ટેશનછે. તેમાં પૂર્વ વિભાગનો આ. પોલિટિકાલ એજંટ રેહેછે, તે કુડામાં હવા ખાવા (ઉનાળામાં) જાય છે.

**વળા**—ત્રીજા વર્ગમાં ઘેલા નદી પરછે, તેની પાસે અગાઉ વલભીપુર હતું.

---

* ફાફડા ચણાની દાળના થાય છે. તે ઘણાં પહોળાં ને મોટા રોટલા જેવડા હોય છે. આ રાજાએ વઢવાણ સુધી પોતાને ખરચે રેલવે બાંધી છે, તથા આગબોટ પણ કરાવી છે.

**ઉમરાળા**—ભાવનગર તાબાનો મહાલછે.

**ધોળાજંક્સન**—ભાવનગર તાબેછે. ત્યાંથી રેલવેના બે ફાંટા પડેછે.

**પાળીતાણા**—બીજા વર્ગમાં શેત્રુંજી નદી પરછે. ત્યાં શેત્રુંજો પર્વતછે, તેથી શ્રાવકો જાત્રા કરવા જાયછે.

**ગારીઆધાર**—પાળીતાણાનો મહાલછે.

**તળાજા**—ભાવનગર તાબાનું શહેર શેત્રુંજી નદી પરછે. ત્યાં પર્વતછે, તે પર શ્રાવકોનાં દેરાંછે.

**ગોપનાથ**—બંદરછે, ત્યાં હવાખાવાની જગ્યાછે, તેની કને ઝાંઝમેરછે.

**મહુવા**—બીજાંુ નામ મધુમાપુરી, માલણ નદીપર મોટું બંદરછે, તેમાં નાળિએર, સરગવાનીશીંગને પાન થાયછે.

**કુંડલા**—ભાવનગર તાબાનો મહાલછે, તેમાં લોઢાના વાસણ ને ધોતીઆં બનેછે, તેની પાસે સાવર ગામછે.

**લાઠી**—ચોથા વર્ગમાં રેલવે સ્ટેશન છે. તેની પાસે બાબરા છે.

**ગઢડા**—ઘેલા નદીપરછે,તેમાં સ્વામીનારાયણનું મંદિરછે.

**લીલીઆ**—ભાવનગર તબાનો મહાલછે.

**નીંગાળુ**—કેરી નદીપર રેલવે સ્ટેશન છે.

**બોટાદ**—ભાવનગર તાબાનું રેલવે સ્ટેશન છે, તેની પાસે તુરખા છે.

**દામનગર**—ગાયકવાડ સરકારના તાબાનું ગામછે.

**ઘોઘા**—ઇંગ્રેજને તાબે મોટું બંદરછે, તેની પાસે તેના તાબાનું વાળુકડ નામે ગામ છે.

**શેત્રુંજય પર્વત**—બીજુંનામ સિદ્ધાચળ કે સિદ્ધગીરીછે, તે ..ર શ્રાવકોનાં ઘણાં રળિઆમણાં દેરાંછે, તેથી હિંદુસ્તાનના શ્રાવકો અહીંઆ જાત્રા કરવા આવેછે.

**નાનાં શેહેરો**—મીઠાવડ, માંડવા, લીમડા, મુગલાણા, પરબડી, બીમડાદ, લોલીઆણું ને ખુંટવડું વીગેરે.

## (૩) ઉંડસરવૈયા પ્રાંત.

સરવૈયા રજપૂતોના નામ પરથી આ પ્રાંતનું નામ પડ્યું.

**દિશા**—ચારે તરફ ગોહિલવાડની હદ છે.

**નદીઓ**—બગડ તે શેત્રુંજય પર્વતમાંથી નીકળી અરબી સમુદ્રને મળેછે, તેપર દાઠા છે.

**મુખ્ય શેહેરો**—

**દાઠા**—બગડ નદીપર મોટું શેહેર છે.

**ચોક**—તેમાં થાણદારની કચેરી છે.

**નાનાં શેહેરો**—મોણપોર ને ગણધોળ વગેરે.

## (૪) બાબરીઆવાડ પ્રાંત.

આ પ્રાંતમાં ઘીની નીપજ ઘણી છે. અને તે જાફરાબાદ બંદરેથી પરદેશ ઘણું જાય છે.

**દિશા**—ઉત્તરે ને પૂર્વે ગોહીલવાડ, દક્ષિણે અરબી સમુદ્ર ને પશ્ચિમે સોરઠ.

**નદીઓ**—ધાંતરવડી, રાયડી, રૂપેણ ને ધોળાદ્રી.

**ધોળાદ્રી**—અરબી સમુદ્રને મળેછે. તેપર જાફરાબાદછે.

મુખ્યશેહેરો—

જાફરાબાદ—ધોળાદ્રી નદીપર હબસી લોકોને તાબે મોટું બંદર છે.

રાજુલા—ધાંતરવડી નદીપર છે, તેની પાસે ડુંગર છે, તેમાંથી પથરા નીકળે છે.

નાનાં શેહેરો—ડુંગર, ડેડાણ ને વડાળ વગેરે.

## (५) काठिआवाड प्रांत.

કાઠિ લોકોના નામપરથી આ પ્રાંતનું નામ પડ્યું, તેમાં કાંબીઓ વખણાય છે.

દિશા—પૂર્વે અમદાવાદ જીલ્લો ને ગોહિલવાડ, ઉત્તરે હાલાર ને ઝાલાવાડ, દક્ષિણે સોરઠ ને બાબરીઆવાડ ને પશ્ચિમે સોરઠ પ્રાંત છે.

પર્વત—ગીર, ચોટીલો ને મદાવન.

નદીઓ—ભાદર, શુકભાદર, ગોમા, નીભણી, ને શેત્રુંજી.

ભાદર—મદાવનના ડુંગરમાંથી નીકળી અરબી સમુદ્રને મળે છે, તેપર જસદણ, આટકોટ, જેતપુર, ધોરાજી, ઉપલેટા, કુતીઆણા, ગણોદ ને નવીબંદર છે, ચોમાસામાં આ નદીમાં ઉપલેટા સુધી હોડીઓ ચાલે છે.

શુકભાદર—ચોટીલા પર્વતમાંથી નીકળી ખંભાતના અખાતને મળે છે, તેપર રાણપુર ને નાગનેશ છે.

ગોમા—ચોટીલા પર્વતમાંથી નીકળી રાણપુર પાસે શુકભાદરને મળે છે.

**નીભણી**—સુદામડા પાસે થઇ લીમડીના ભોગાવાને મળેછે.

**મુખ્ય શેહેરો**—

**અમરેલી**—ગાયકવાડ સરકારને તાબે છે, તેમાં સુબો રહે છે.

**ધારી**—શેત્રુંજી નદીપર ગાયકવાડનો મહાલ છે.

**માણેકવાડા**—તેમાં દક્ષિણ વિભાગનો આ. પોલિટિકાલ એજંટ રહે છે.

**ચીતળ**—જેતપુર તાબાનું ગામ છે, તે રેલવેસ્ટેશન છે.

**બગસરા**—તે કાઠિને તાબેછે, તેમાં ચોફાળ સાગ બનેછે.

**જેતપુર**—ભાદર નદીપર રેલવેસ્ટેશન છે, તે કાઠિને તાબે છે.

**જસદણ**—ત્રીજા વર્ગમાં ભાદરને કાંઠે ખાચર કાઠીનું રાજ છે, તેના તાબામાં હીંગોળગઢ છે, તેપર ઘણા સારા બંગલા છે, ત્યાં રાજકર્તા રહે છે.

**પાળીઆદ**—મોટું ગામ છે.

**રાણપુર**—શુકભાદરને કાંઠે રેલવે સ્ટેશનછે, તે અંગ્રેજને તાબે છે, (અહીંઆ બે નદીઓનો સંગમ થાય છે) તેમાં મસાલો ને પડોપાંદડી બને છે.

**નાગનેશ**—શુકભાદરને કાંઠે છે.

**ચોટીલા**—ચોટીલા પર્વત પાસે છે.

**ગીરપર્વત**—તેને કેટલાક ગર પણ કહે છે, તેમાં લાકડું થાય છે, પણ ત્યાંની હવા સારી નથી.

**પાંચાળદેશ**—ચોટીલા, ભીમોરા, બારમબડી ને મેવાસાની આસપાસનો મુલક. ત્યાંના ઘોડા વખણાય છે.

**નાનાં શેહેરો**—મેવાસા, છનીઆર, નાગલપુર, બડલી, આણંદપુર ને નીનામા વીગેરે.



## (૬) સોરઠ પ્રાંત.

સોરાષ્ટ્ર પરથી સોરઠ એવું નામ પડ્યું.

**દિશા**—ઉત્તરે હાલાર પ્રાંત, દખિણે અરબી સમુદ્ર, પશ્ચિમે અરબી સમુદ્ર ને બર્ડા પ્રાંત, પૂર્વે કાઠિયાવાડ પ્રાંત ને બાબરીઆવાડ છે.

**નદીઓ**—ભાદર, બુબી, ઓઝાત, કાંબાહીરણ, સામન, શીંગવડો, ઇંગવડો, ઉબેણ, સાબળી ને બાભવ.

**ભાદર**—આ નદી કાઠિયાવાડમાં સૌથી મોટીછે.

**ઓઝાત**—મેદરડા પાસે થઈ માધવપુરકને ભાદરને મળેછે.

**ઉબેણ**—મેસાણા આગળ થઇ ઓઝાતને મળેછે, તે પર રાણપર, મજેવડી, વેથલી વગેરે છે.

**બાભવ**—ચોરવાડ પાસે અરબીસમુદ્રને મળેછે.

**ઇંગવડો**—વેરાવળ પાસે અરબીસમુદ્રને મળેછે.

**શીંગવડો**—કોડીનાર પાસે અરબીસમુદ્રને મળેછે.

**કાંબ**—બાભવને મળેછે.

**હીરણ**—પાટણ પાસે અરબીસમુદ્રને મળેછે.

ખુબ્રી—ભાદરને મળેછે. ) ( સામન-અરબીસમુદ્રને મળે છે.

**પર્વત**—ગીરનાર ને ગીરપર્વત.

**ગીરનાર**—જુનાગઢપાસે છે, તે પર શ્રાવકોના દેરાં છે તથા મુસલમાનોનાં દેવળ છે, તેથી તે લોકો જાત્ર કરવા જાય છે.

**બંદર**—માંગરોળ, પટ્ટણ ને દીવ વગેરે.

**મુખ્ય શેહેરો**—

**જુનાગઢ**—પેહેલાવર્ગમાં મુસલમાનની રાજધાનીનું શેહેરછે, રાજકર્ત્તાને નવાબ કહેછે, તેની પાસે ગીરનાર છે. તેથી ઘણા લોકો જાત્રા કરવા આવેછે. તેમાં જોવાલાયક ઇમારતો ને બાગછે.

**બાટવા**—ત્યાં મુસલમાની રાજછે, તે જુનાગઢના ભાયાત છે.

**બગસરા**—ઉબેણનદીપર છે તેને ગેડબગસરા કહે છે, તેમાં ચણા વખણાયછે.

**કુતીઆણા**—ભાદરનદીપર છે, તેમાં ધાબળા સારા બને છે.

**માળીઉં**—ખાભવનદીપર છે, તેને હાડામાળીઉં કહેછે.

**માંગરોળ**—મુસલમાની રાજનું મોટું બંદર છે.

**ચોરવાડ**—ખાભવનદીપર આડબંદર છે, ત્યાં નાગરવેલી પાન થાયછે.

**વેરાવળ**—જુનાગઢ તાબાનું મોટું બંદરછે. તે હવાને માટે જાણીતું છે.

**પટ્ટણ**—બીજું નામ પ્રભાસપટ્ટણ, તે જાત્રાને માટે જાણીતું છે. ત્યાં ઘણા લોકો જાત્રા કરવા જાય છે ને ત્યાં લીલ પરણાવેછે.

**દીવ**—ફીરંગીને તાબે બેટછે, તેમાં હલવો, ફીસના દાબડા ને ચકરડા વગેરે બનેછે.

**કોડીનાર**—ગાયકવાડ સરકારને તાબેછે.

**ઉનાદેલવાડા**—તેની પાસે છંદમંજરી નદીછે.

**બીલખા**—મોટું ગામ છે.

**નાઘેરનો મુલક**—સનખડાથી માંગરોળ સુધીનો ભાગછે.

**નાનાં શેહેરો**--થંથલી, મેંડવડી, મેંદરડું, પાણીકોઠો, ઘોઘલા બાલાગામ ને મૈયારી વગેરે.

— ❦ —

# (૭) बरडो प्रांत.

બરડાપર્વતપરથી આ નામ પડ્યું છે.

**દિશા**—ઉત્તરે ને પૂર્વે હાલાર ને સોરઠ, પશ્ચિમે અરબીસમુદ્ર, દક્ષિણે સોરઠ ને અરબીસમુદ્ર.

**નદીઓ**—ભાદર ને વર્તુ.

**વર્તુ**—બરડા પર્વતમાંથી નીકળી મીઆની પાસે અરબી સમુદ્રને મળેછે, આનદી પોરબંદરના રાણાની તથા જામની સરહદનો સીમાડો બતાવે છે.

**પર્વત**—બર્ડો તે લાલપુર સુધી લાંબો ગએલો છે, તેમાંથી પથર નીકળે છે.

**મુખ્ય શેહેરો**—

**પોરબંદર**—ત્રીજા વર્ગમાં મોટું બંદર છે, ત્યાંના રાણા જેઠવા રજપૂત છે, તેનું બીજું નામ સદામાપુરી.

**માધવપુર**—તેમાં માધવરાયની મૂર્ત્તિ છે, તેથી લોકો જાત્રા કરવા જાય છે. *અહીંઆથી નવીબંદર સુધીના ભાગને ઘેડ કહેછે.

**નવુંબંદર**—ભાદર નદીપર મોટું બંદર છે.

**નાનાં શેહેરો**—છાઇઆ, મીઆણી, કંડોરણું ને રાણાવાવ વગેરે.



# (૮) हालार प्रांत.

**દિશા**—ઉત્તરે કચ્છી રણને કચ્છી અખાત, પૂર્વે મચ્છું કાંઠો ને કાઠિયાવાડ દક્ષિણે સોરઠ ને બર્ડો, પશ્ચિમે ઓખામંડળ.

**નદીઓ**—રામાવતી, ઊંડ, આજી, ગોંડલી, આપા, ઘી ને વર્ત્તુ.

**રામાવતી**—બર્ડા પર્વતમાંથી નીકળી કચ્છના અખાતને મળે છે, તેપર લાલપુર, છીકારી ને નવાનગર છે.

---

*સારા ચોમાસામાં ઘેડમાં એટલું તો પાણી ભરાય છે કે ગામડાં બેટ જેવાં જણાય છે, ને વંથળીથી નવીબંદર સુધી હોડીઓ ચાલી શકે છે.

ઉંડ—બર્ડા પર્વતમાંથી નીકળી કચ્છના અખાતને મળે છે, તેપર જોડીઆ છે.

આજી—સરધાર પાસેના ડુંગરમાંથી નીકળી કચ્છના રણને મળે છે, તેપર સરધાર, રાજકોટ ને બાલંભુ છે.

આપા } બંને કચ્છના અખાતને મળે છે.
ઘી }

ગોંડલી—ગોંડલ પાસે થઈ ભાદરને મળે છે, તેપર ગોંડળ છે.

મુખ્ય શેહેરો—

નવાનગર—પેહેલા વર્ગમાં રામાવતી નદીપર છે. તે જામ સાહેબે વસાવ્યું છે, રાજકર્તાને જામ કહે છે; તેમાં કંકુ, મોતીને બાંધણી વખણાય છે. તેને જામનગર કે નગર પણ કહે છે.

સલાયા—નવાનગર તાબે મોટું બંદર છે.

ખંભાળીઆ—નવાનગર તાબે છે, ત્યાંકને લોઢાની ખાણો છે.

લાલપુર } રામાવતી નદીપર છે.
છીકારી }

બાલાચડી—હવાને માટે જાણીતું છે. ત્યાં રાજકોટનો સાહેબ ઉનાળામાં હવાખાવા જાય છે.

જોડીઆ—ઉંડ નદીપર નવાનગર તાબાનું ગામ છે.

ધુવાવ—તેમાં ડાળીઆ વખણાય છે.

બાલંભુ—આજી નદીપર છે.

સરધાર—આજી નદીપર રાજકોટ તાબાનું ગામ છે.

**ધ્રોલ**—બીજા વર્ગમાં મોટું ગામ છે.

**ધ્રાફા**—તેમાં થાણદારની કચેરી છે.

**રાજકોટ**—બીજા વર્ગનું આજી નદીપર શેહેર છે, તેમાં પોલિટિકાલ એજંટ રહે છે, ત્યાં રાજાઓના ઉતારા, બંગલા, રાજકુમાર કાલેજ તથા સ્કૂલો વીગેરેછે, તેમાં આજી નદીનો પુલ ભાવનગર દરબારે બંધાવ્યો છે, તે જોવા લાયક છે, રાજકર્તાને જાડેજા કહે છે.

**ગોંડલ**—ગોંડલી નદીપર બીજા વર્ગનું શેહેર છે; ત્યાંના ઠાકોર જાડેજા રજપૂત છે, તેમાં ગોળ વખાણાય છે (આ રાજાએ ધોળાથી ધોરાજી સુધી પોતાને ખરચે રેલવે બાંધી છે.)

**ધોરાજી**—ભાદર નદીપર ગોંડલ તાબાનું રેલવેસ્ટેશનછે. તેમાં કપાસ લોટવાના સંચા છે

**કાલાવાડ**—તેમાં શિતળામાતાનું દેવસ્થાન છે. તેથી શીળી નીકળેલાને ત્યાં પગેલગાડવા લઈ જાયછે.

**ઢાંક**—ગોંડલ તાબાનું ગામ છે.

**પડધરી**—નવાનગર તાબાનું ગામ છે.

**નાનાં શેહેરો**—ભલસાણું, મેઘપુર, આમરણ, નેકનામ, રાજપરા, આટકોટ, ભાડવા, ઉપલેટું, ખીરસરૂં ને કોટડા વીગેરે છે.

## (૯) મચ્છુંકાંઠો.

મચ્છુંનદી સોંસરી વેહેવાથી આ નામ પડ્યું છે.

**દિશા**—ઉત્તરે કચ્છનું રણ, પૂર્વે ઝાલાવાડ, દક્ષિણ ને પશ્ચિમે હાલારપ્રાંત છે.

**નદીઓ**—મચ્છું ને ઘોડાધ્રાઈ.

**ઘોડાધ્રાઈ**—કચ્છના રણને મળેછે.

**મુખ્ય શહેરો**—

**મોરબી**—બીજા વર્ગમાં મચ્છુંને કાંઠે છે, તેમાં કાંસાનાં વાસણ થાયછે.

**માળીઆ**—ચોથા વર્ગમાં મચ્છુંને કાંઠે છે, તે મીઆણાનું કહેવાય છે.

**વવાણીઆ**—બંદર છે, ત્યાં આગબોટ રહેછે.

**નાનાં શહેરો**—ટંકારૂ, માણપોર વગેરે



## (૧૦) ओखामंडळ.

ઓખાના નામપરથી આ નામ પડ્યું છે.

**દિશા**—પૂર્વે હાલાર ને બીજી બધી બાજુએ અરબી સમુદ્ર છે.

**નદીઓ**—ગોમતી તે દ્વારકાં પાસે છે.

**બેટ**—સંકોદર.

**મુખ્ય શહેરો**—

**દ્વારકાં**—ગોમતી નદીપર ગાયકવાડ સરકારને તાબેછે, તેમાં રણછોડજીની મૂર્ત્તિ છે, તેથી લોકો જાત્રા કરવા જાયછે.

**કચ્છીગઢ**—કચ્છના રાવને તાબે છે.

**આરંભડું**—ત્યાં બાવા વગેરેને હાથપર છાપ મારેછે, ત્યાંના દરીઆમાંથી શંખ ને ચક્ર બહુ જડેછે.

**રૂપેણબંદર**—તે બંદર છે, ત્યાં માલ ઉતરેછે.

**નાનાં શેહેરો**—પોશિતરૂં, ઝીણાકી, મઢી, ગોરખમઢી, ઘરવાળુ ને ગુરગઢ વીગેરે.

કચ્છીગઢ સિવાય આખો ઓખામંડળ ગાયકવાડ સરકારને તાબેછે.



# જાહેર ખબર.

કાઠિયાવાડ ઇલ્લાકાની ભૂગોળનું તારણ—કીં ૦-૧-૬
મુંબઈ ઇલ્લાકાની ભૂગોળનો સાર —કીં ૦-૧-૬
હિંદુસ્તાનની ભૂગોળનું તારણ —કીં ૦-૩-૬

એ ત્રણે ચોપડીઓ તથા બીજી જોઇતી બુકો મારી મારફતે રોકડી કીંમતે મળશે, ટપાલ ખર્ચ જાદું. માટે જેઓને જોઇએ તેમણે મંગાવી લેવી. ઉપરની ત્રણે ચોપડીઓ વેચી આપનારને દશટકા મુજબ કમીશન મળશે. પચીશ કરતાં વધારે મંગાવશે તેનું ટપાલ ખર્ચ માફ. સામગ્રી જથાબંધ રાખનારને કીફાયતે આપવામાં આવશે. વાસ્તે જેમની મરજી હોય તેમણે નીચેને શીરનામે પત્ર લખવો. નાટપેડ પત્ર લેવામાં આવશે નહિ. તા. ૨૦-૧૦-૮૫ અકટોબર.

ભાવનગર
રાધનપુરી
બજાર

શા. હરજીવન વી. પુરસોતમ—ગોધારી.
તાલુકા સ્કૂલના આ. માસ્તર.